# श्री चारित्रगुणावलीनामा मोहनस्तुतिः

SHROFF C. C.

તા૦ ૧૫ જાનેવારી ૧૮૯૫.     સંવત ૧૯૫૧ના પોષ વદિ ૫ ને વાર ભોમે.

# વિજ્ઞપ્તિ. ૫૮૪૭



આ ચારિત્રપદની સ્તુતિ જે શ્રી મોહનલાલજી મહારાજ ને આશ્રીને લખવામાં આવી છે ને જે તેઓ સાહેબે સૂર્યપુરમાં ત્રણ ચોમાસાં કરી જૈન પ્રજાને ધર્મશાસ્ત્ર શ્રવણનો લાભ આપ્યો છે તેના સ્મર્ણાર્થે તેઓને અર્પણ કરવામાં આવી છે તેમાં જે કાંઈ દોષ માલમ પડે તે સુજ્ઞ વાચક વૃંદ કર્તાનો સંસ્કૃતમાં રચના કરવાનો પેહેલોજ પ્રયાસ લક્ષમાં લઇ દર્ગુજર કરશો.

તંત્રી.



ॐ श्री पंचपरमेष्ठिभ्यो नमः

# अथ श्री चारित्रगुणावलीनामा मोहनस्तुतिः

अनुष्टुप.

प्रणम्य मोहजेतारं, नेतारं च गणाधिपं ।
चारित्रं गुणरत्नं च, वक्ष्यामि तद्गुणावलीं ॥ १ ॥

મોહના જીતનાર (શ્રી મહાવીર સ્વામી)ને, નાયક (શ્રી ગૌતમ સ્વામી)ને, ગણાધિપ (શ્રી સુધર્મા સ્વામી) ને તથા ગુણોને વિષે રત્નતુલ્ય શ્રી ચારિત્રપદને નમસ્કાર કરીને હું તેની ગુણાવલી કહું છું. [શ્રી મોહનમુનિ આશ્રિને.] ૧.

उपजाति.

भक्त्या जनैः सेवितपादपद्म, ज्ञानादिरत्नत्रयदिव्यसद्म ।
कृपानिधे रक्ष तु भव्यलोका, न्क्लेशादिवेन्दुर्गतमोह मोहात् ॥ २ ॥

હે કૃપાનિધે, ભક્તિએ કરી સર્વ જનોએ પાદકમલ સેવ્યા છે જેના, ને જ્ઞાન છે પ્રધાન જેને વિષે એવું રત્નત્રય (જ્ઞાન, દર્શન, ચારિત્ર)નું તો જે મનોહર ભુવન છે એવો જે તું ગતમોહ (ગયો છે મોહ તે જેનો) ચંદ્ર જેમ ક્લેશ (આખા દીવસના પરિશ્રમ)થકી રક્ષણ કરે છે તેમ ભવ્યલોકોનું મોહથકી રક્ષણ કર. ૨.

वसंततिलका.

दृष्ट्वा विभो सुचरितं तव सौम्यमूर्तिं ।
पीत्वा पयः सुखद तन्मुखनिर्गतं च ॥

ज्ञात्वा गुणान्सुवरदान्निखिलो नृवर्गः ।
प्रल्हादपूरितमना गुरुमोहनेन्दो ॥ ३ ॥

હે વિભો તારૂં સુષ્ઠુ ચરિત, તથા સૌમ્ય ( શાંતરસમયી ) મૂર્ત્તિને જોઈને વળી હે સુખદ (સુખને આપવાવાળા ) તે મૂર્તિના મુખથકી નીકળતાં અમૃતનું પાન કરીને અને સારા યોગ્ય ઇચ્છિતને આપવાવાળા ગુણોને જાણીને અખિલ જનસમૂહ હે મુનિરૂપી કુમુદોને મોહ પમાડવાને ચંદ્રસમાન ( મુનિ મોહનચંદ્ર ) આનંદે કરી પુરિત મનવાળો થયો અર્થાત્ આનંદમય ચિત્તવાળો થઈ રહયો. ३.

## द्रुतविलंबित.

परिषदां विपदां प्रविनाशय, न्विहरसीव रविश्च तमोहरः ।
विबुध बोधय सज्जनपंकजा, न्विपथिकानपि दर्शय सत्पथान् ॥ ४ ॥

પરિષદા (આસપાસ બેઠેલા શ્રોતાજનો)ની વિપત્તિઓને નાશ કરતો સતો હે વિબુધ ( વિશેષ પ્રકારે બોધ પામ્યો છે જે ) તું સજ્જનરૂપી પંકજને જગાડતો અર્થાત્ પ્રમાદરૂપી કાદવમાં નિમગ્ન રહેલ જનોને ધર્મકાર્યમાં પ્રવર્તવા બોધ આપતો અને વિપથિકો (યથાર્થ માર્ગ છોડી કુરસ્તે પડેલ જનો)ને સારા માર્ગ બતાવતો છતો તમોહર ( અંધકારને હણવાવાળા ) સૂર્યની જેમ તું ( અજ્ઞાનને નાશ કરતો ) વિચરે છે. ४.

जगति जंतुदशां तु विलोकय, न्सहृदयो जलदो हृदयंगम ।
सुगिरयेव हि सिंचसि वारिणा, कुसुमितांश्च करोषि जनद्रुमान् ॥ ५ ॥

જગતના જંતુઓની દશાને જોઇને સહૃદય (પાણીએ કરી ભરેલો) મેઘ જેમ પાણીવતી વૃક્ષોને સિંચીને પુષ્પવાળા કરે છે, તેમ હે હૃદયંગમ ( ચિત્તવલભ ) સહૃદય ( સુષ્ઠુ હૃય છે જેનું અર્થાત્ દયાળુ ) એવો તું જનોરૂપી વૃક્ષોને વાણીરૂપી પાણીએ કરી સિંચીને પુષ્પવાળા કરે છે, અર્થાત્ વૃક્ષ સરખા જડ ચિત્તવાળા પુરૂષોને તું તારી દેશનાથી ધર્મજ્ઞાને કરી સહિત કરે છે. ૫.

## वसंततिलका.

श्रुत्वा जिनेन्द्रकथितं ग्रथितं गणेन ।
सूत्रं वरं भगवतीं भवतो मुखाच्च ॥
भावान्विचित्य सरसान्प्रकटान्यथार्थान् ।
जाता रसज्ञपुरुषा रसपूर्णचित्ताः ॥ ६ ॥

તમારા મુખ થકી જીનેંદ્ર ભગવાને કહેલું અને ગણધર મહારાજે ગુંથેલું એવું જે ઉત્તમ **ભગવતી સૂત્ર** તેને સાંભળી, તથા તેમાં પ્રદર્શિત કરેલા રસે (રહસ્યે) કરીને સહિત પ્રકટ અને યથાર્થ ભાવો તેને ચીંતવીને રસજ્ઞ (રહસ્યને સમજનાર) પુરૂષો રસે કરીને પૂર્ણચિત્તવાળા થયા. ૬

## मालिनी.

नियमविधियतात्मा, संयमी मोहजेता ।
प्रशमितविषयस्त्वं, धर्मिणां धुर्यवर्यः ॥
स्वपरहितविधाता, सर्वकार्येषु दक्ष : ।
भाविकजनविषादो, त्सादने तत्परोऽसि ॥ ७ ॥

નિયમ અને વિધિએ કરીને આત્મા વશ રાખ્યો છે જેણે, સંયમ ગ્રહણ કરી મોહ રાજાને જીત્યો છે જેણે, અને તેથી કરી ઇંદ્રિઓના વિષયો પ્રશમિત થયા છે (શાંત થયા છે) જેના, અને જે ધર્મી પુરૂષોને વિષે અગ્રેસરીમાં પણ ઉત્તમ છે અને જે પોતીકું તેમજ પરનું પણ હિત કરે છે, જે સર્વ કાર્યોને વિષે દીર્ઘ દૃષ્ટિ મુકવાવાળો (ચતુર છે) એવો જે તું તે ભવિક જનના દુઃખો નિર્મૂળ કરવાને તત્પર છે. ૭

## शिखरिणी.

शरीरे निष्कामो जिनकथितधर्मे रतिकर : ।
सदा साध्वाचारान्श्रयसि दुरितानि क्षपयासि ॥

परित्यज्यद्वेषान्नभजसि च रागोपशमतां ।
विरक्तः संसारे द्रविणविमुखः सन्विचरसि ॥ ८ ॥

તું શરીરને વિષે મમતારહિત છે, જીનરાજપ્રણીત ધર્મેજ પ્રીતિ કરવા વાળો છે. સદા સાધુ (રૂડા) આચારનેજ આશ્રય કરે છે ને તેથી કરી પાપને ખપાવે છે. દ્વેષનો ત્યાગ કરી રાગની ઉપશમતાને પ્રકર્ષપણે ભજે છે અર્થાત્ રાગ દશા પ્રકટ થતાંજ તેને શમાવી દે છે. પરિગ્રહ પરાઙ્મુખ છતો સંસારને વિષે વિરક્તપણે વિચરે છે. ૮.

## मन्दाक्रान्ता.

नारितोये रतिविषयतृष्णोर्मिमालेऽप्यगाधे ।
जानामि त्वं द्रविणपवनोद्धूतसंमोहमत्स्ये ॥
संसाराख्ये महति जलधौ मज्जतां मानवानां ।
सम्यग्दृष्टिः श्रुतसुवचनैर्ज्ञातमार्गोऽसि नौका ॥ ९ ॥

જે સમુદ્રને વિષે નારી રૂપી પાણી છે, રતિ વિષયની તૃષ્ણા રૂપી મોજાની માલા ચાલી રહી છે, ધનરૂપી પવને કરીને સંમોહ રૂપી મત્સ્ય ઉછલી રહ્યા છે તે સંસાર નામના મોટા અગાધ જલધિને વિષે બુડતાં એવા માનવોનું સમ્યગ્ દૃષ્ટિ (રૂડે માર્ગેજ જવાની દૃષ્ટિ છે જેની, મુનિ પક્ષે સમકીતી.) અને શ્રુતના સારા વચને, (નૌકાશાસ્ત્ર મુનિ પક્ષે ધર્મશાસ્ત્રના પ્રમાણ વચને) કરી યોગ્ય માર્ગ જાણ્યા છે જેણે એવાં વાહાણ તરિકે હું તને જાણું છું. અર્થાત્ સંસાર સમુદ્રને વિષે બુડતાં પુરૂષોને તારવાને તું એક નાવ છે. ૯.

## शार्दूलविक्रीडित.

दृष्ट्वा त्वां हि मनोहरं गुरुवरं संसारदुःखापहम् ।
नावं सौख्यद यस्य चेतसि रतिर्जाता न कर्मोदयात् ॥

मन्ये रत्ननिधिं विहाय सततं काचे मतिः प्रेरिता
वन्दे मोहनरत्नपादयुगलं नित्यं भवेन्मंगलम् ॥ १० ॥

સંસાર દુઃખને હણવાવાળા મનોહર નાવ રૂપ ગુરૂજીને પ્રધાન એવા તમારા સરખાને જોઈને, હે સુખના આપવાવાળા, જે પુરૂષના ચિત્તને વિષે કોઈક માઠા કર્મના ઉદય થકી પ્રીતિ ન જાગી, તે પુરૂષ રત્નનો કરંડીઓ છાંડી કાચના કટકા વિષે મતિવાળો થયો છે એમ હું માનું છું. માટે મોહનરત્ન (રત્ન સદૃશ **મોહનલાલજી** મહારાજ અથવા મોહને પમાડે એવા શ્રી **રત્નસાગરજી**ના પાદયુગલને હું નમસ્કાર કરૂં છું કે જેથી હમેંશાં મંગલ થાય. ૧૦.

## स्रग्धरा.

संतप्तानां वरेण्यं शरणमपिसदा पापतापापहर्ता ।
सद्भव्यैः कीर्त्यमानः शिशुमुनिविहगैराश्रितो धर्मवृक्षः ॥
श्रीमान्मां मोहचंद्रः प्रवितर सततं वाञ्छितार्थं प्रकामम् ।
स्तोतारं सूर्यपुर्यामभिनवसुपद्यैरात्मरत्नेऽनुरक्तम् ॥ ११ ॥

સંતપ્ત—(સંસાર દુઃખે કરી)—પુરૂષોના પાપ રૂપી તાપને હરવાવાળા ને તેથી કરી તેઓનું હમેશનું ઉત્તમ શરણ (આશ્રય સ્થાન), બાળ મુનિ (શિષ્યવર્ગ) રૂપી વિહગોએ આશ્રય લીધેલ, ભવ્યજનોને વિષે ધર્મવૃક્ષ તરીકે કીર્તિ પામ્યો છે જે એવો તું શ્રીમાન્ મોહચંદ્ર (**મોહનલાલજી**) તે, સૂર્યપુરિને વિષે રમ્ય એવા [ ઉપર કહ્યા તે ] નવિન પદ્યોએ કરી સ્તુતિ કરતો અને આત્મરત્નને વિષે જે સદા અનુરક્ત છે (શ્રીમાન્ **આત્મારામજી** તથા શ્રી **રત્નસાગરજી** વિષે ધર્મ રાગે કરી ભક્તિવાળો છે એમ આ પદ સુચવે છે) એવો જે હું તેને સંપૂર્ણ વાંચ્છિતાર્થ નિરંતર આપો.

---

સુરત, "ગુજરાત સ્ટાન્ડર્ડ" પ્રેસ.